# આપણે ઘણીજ બહાદુરીથી

# પચાશ વરસ પાછા હઠ્યા.

Ref. No. ૫૦

III



8-7-1921

1921

છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. તિલકચંદ તારાચંદ વૈદ્ય.

ઠે. ઘીઆશેરી ટેકરા–સુરત.



સંવત ૧૯૭૭ સને ૧૯૨૧.

ચૌટાના પુલ ઉપર આવેલા "સુરત સીટી" પ્રી. પ્રેસમાં
ઠાકોરદાસ માનસિંહે છાપી.

# આપણે ઘણીજ બહાદુરીથી

# પચ્ચાસ વરસ પાછા હઠો.



દુનીઆનો સાધારણ અને મનુષ્ય પ્રકૃતિનો ખાસ નિયમ છે કે, દરેક મનુષ્ય સુખની ઇચ્છા રાખી, રાતદિવસ સુખનાં સાધનો મેળવવાના ઉદ્યોગમાં રચીપચી રહે છે. અને એક કહેવત પ્રમાણે;— महाजनोयेन गतः सपन्थाः એટલે સર્વે મોટા લોકોનું અનુકરણ કરે છે. તે પ્રમાણે હિન્દી પ્રજા જ્યારથી પરાધીન થઇ, ત્યારથી વિજેતા લોકોનું દરેક વાતમાં અનુકરણ કરતી આવી છે. ગાડરીઆ પ્રવાહની માફક અંધપરંપરાએ પ્રવાહમાં વહ્યા પછી થોડી ઘણી શુદ્ધિ આવે તોપણ આસપાસના સંજોગો એવા હોય છે કે, તેનાથી પાછા હઠી શકાતું નથી. અર્થાત્ બળાત્કારથી પણ તેમાં ઘસડાવું પડે છે. આપણામાં એક કહેવત અથવા નિયમ છે કે:—"દેશ મૂકીએ પણ વેશ મૂકીએ નહિ" તે પ્રમાણે પરદેશી લોકોએ પોતાની ભાષા, પહેરવેશ, ખોરાક અને રીતરિવાજમાં જરા ફેરફાર કર્યો નહિ પણ આપણે સ્વદેશમાં રહેવા છતાં આપણી ભાષા, પહેરવેશ, ખોરાક અને રીતરિવાજમાં પરદેશીઓનું અનુકરણ કરીને એટલો બધો ફેરફાર કર્યો છે કે, જો એ પ્રમાણે ફેરફાર કરવાનું ચાલુ રહેશે તો મને ભય લાગે છે કે, હિન્દી પ્રજાનો સમૂળ નાશ થશે. અને હિન્દી પ્રજા હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી, જૈન કે બૌદ્ધ છે તે પારખવાનું કઠીન થઇ પડશે, એવી સ્થિતિ લગભગ સમીપમાં દેખાય છે.

આપણે યાદ રાખવું જોઇએ કે, "લાંબા જોડે ટૂંકો જાય, મરે નહિ પણ માંદો થાય" તે પ્રમાણે આપણે પરદેશીઓના

ઉદ્યોગ, સાહસ, ધીરજ, ખંતીલાપણું, સ્વદેશપ્રેમ, ભ્રાતૃભાવ, અને સ્વાત્મભોગનો સ્પર્શ પણ આપણામાં નહિ થવા દેતાં તેનાથી પવિત્ર રહી (!) તેઓના ખાનપાનનું, તેઓના પોશાકનું, તેઓના વ્યસનનું, તેઓના તૂંડ મિજાજનું, તેઓના એકલપેટાપણાનું અને તેઓની સ્વાર્થ વૃત્તિનું ઘણાજ આનંદથી તથા ઉત્સાહથી અનુકરણ કરી આપણને કૃતાર્થ થએલા માનીએ છીએ. જેને પરિણામે આપણે આપણી તમામ ઉત્તમતા એટલે મનુષ્યત્વને ગુમાવી પશુવૃત્તિ અથવા પરાધીનવૃત્તિમાં ડુબી ગયા છીએ. પરદેશીઓના ઠટકા ખાઇ ખાઇને આપણી ચામડી એટલી શૂન્ય મારી ગઇ છે કે, હવે તપાવેલા લોખંડનો સ્પર્શ થાય તોપણ તેમાં ચેતન જણાતું નથી. તેઓ ગમે તેટલાં ધિક્કારનાં વચન બોલે તોપણ કાને સંભળાતું નથી, ગમે તેવો અન્યાય કે અત્યાચાર કરે તોપણ આંખે દેખાતું નથી. પણ તેઓ જે કરે, જે કહે, જે વીતાડે, તે સર્વ વાજબી અને આપણા ભલા માટેજ કરે છે અથવા ગમે તેમ કરવાનો તેને નૈસર્ગિક હક છે, એવું માનતા થઇ વર્તતા થયા છીએ. એટલે આપણે તેઓનું અનુકરણ કરવાથી, આપણું સર્વસ્વ ગુમાવી, આપણે પરાધીન અને ગુલામી સ્થિતિમાં આવી પડ્યા છીએ, અને તેથીજ "લાંબા જોડે ટૂંકો જાય, મરે નહિ તો માંદો થાય." એ કહેવત પ્રમાણે આપણે માંદા થઇ મરણ પથારીએ પડેલાની સ્થિતિ ભોગવીએ છીએ. એવી સ્થિતિમાંથી ઉઠી આરોગ્યતા મેળવી, તંદુરસ્ત બનીને અસલ સ્થિતિમાં પાછા આવવું એ કંઇ ઓછી બહાદુરીનું કામ નથી.

આપણે એક જાતનું વ્યસન સહેલાઇથી વળગાડી શકીએ છીએ પણ તેને છોડવું એ ઘણીજ બહાદુરીનું કામ છે. આપણે આપણા પોશાકમાં આનંદથી ફેરફાર કરી શકીએ છીએ, પણ તે પોશાકમાં ફેરફાર કરી અસલ પોશાક પહેરવો એ ઘણીજ બહાદુરીનું કામ છે. આપણે આપણો ખોરાક સરળતાથી બદલી શકીએ છીએ, પણ તેની ટેવ પડ્યા પછી તે હાનિકારક ખોરાકનો ત્યાગ કરી, અસલ ખોરાક

ખાવાની ટેવ પાડવી એ ઘણીજ બહાદુરીનું કામ છે. તે પ્રમાણે ગયા પચ્ચાસ વર્ષમાં આપણે આપણા ખોરાકમાં, પોશાકમાં, રીતરિવાજમાં, ચાલચલગતમાં, વ્યવહારનીતિમાં, ખરચખૂટણમાં, જાનજાગરણમાં અને વ્યસનવ્યવસાયમાં કેટલા ઉંડા ઉતરી ગયા છીએ, અને જ્યાંથી આપણે નીચે ઉતરવા માંડયું ત્યાંસુધી પાછા હઠવાને કેટલી બહાદુરીની જરૂર છે ? ! જો આપણે પાછા નહિ હઠીએ અને હાલના ચાલતા પ્રવાહમાં આગળ વધ્યા જઇએ તો તેથી આપણે ભવિષ્યમાં કેવા ભયંકર સ્થાનમાં જઇ પડીશું તેનું અનુમાન થવું મુશ્કેલ છે. મારો વિચાર એવો છે કે, જો આપણે ચાલુ પ્રવાહમાં વધ્યા જઇશું તો દારિદ્રના ઊંડા ખાડામાં ડૂબવાથી આખરે પેટપૂરતુ એંઠુંજૂઠું અન્ન અને ફાટાંતૂટાં કપડાં પણ મળવાં દુર્લભ થઇ પડશે. પણ જો આપણે હિંમતથી પચ્ચાસ વર્ષ પાછા હઠીશું તો હાલમાં ધનથી આપણી તીજોરી ખાલી જણાય છે તેને બદલે ધનનાં ભોંયરાં ભરાશે, અને દેશમાં ધનની રેલછેલ થઇ રહેશે. માટેજ આગ્રહથી કહેવું પડે છે કે, **આપણે ઘણીજ બહાદુરીથી પચ્ચાસ વરસ પાછા હઠો.**

ગૃહસ્થો મારી ઉમ્મર પાંસેક વરસની થઇ છે. એટલે પચાસ વર્ષ ઉપરની સ્થિતિમાં અને હાલની સ્થિતિમાં જે ફેરફાર થયો છે. તેનો અનુભવ જેટલો હું ધરાવું તેટલો અનુભવ જુવાન લેખકો ધરાવી શકે નહિ.

## પચ્ચાસ વરસની અને હાલની સ્થિતિનો મુકાબલો.

• પચ્ચાસ વર્ષ ઉપર લગનથી જોડાયલાં જોડાં આનંદથી સંસાર સુખ ભોગવી દીકરાના દીકરા તથા તેના દીકરાને રમાડવા તથા પરણાવવા ભાગ્યશાળી થતા હતા, પણ હાલમાં પરણેલાં જોડાં પૈકી ભાગ્યેજ સેંકડે દશ ટકા જેટલાં સ્ત્રી પુરૂષો પોતાના પુત્ર પુત્રીને પરણાવી શકે છે. કારણ કે, અગર તો માતા મરી ગઇ હોય છે અથવા પિતાનું મરણ થએલું હોય છે.

પચ્ચાસ વર્ષ ઉપર એક માણસ બશેર અનાજ ખાતો હતો તે આજે શેર પણ પુરૂં ખાઇ શકતો નથી.

પચ્ચાસ વર્ષ ઉપર દશવીશ ગાઉ પગે ચાલવું સાધારણ હતું અને ઘણાઓ એક દિવસમાં વીસથી પચ્ચાસ ગાઉ ચાલી શકતા હતા, તે આજે પાંચ માઇલ ચાલી શકતા નથી.

પચ્ચાસ વર્ષ ઉપર મણ બે મણ બોજો ઉચકી આપણે લાંબો પંથ કાપતા હતા, તે આજે દશશેર ભાર લઇ સ્ટેશનથી ઘર સુધી ચાલી શકતા નથી.

પચ્ચાસ વર્ષ ઉપર આપણી સ્ત્રીઓ બસેં તોલા રૂપાનાં પગે સાંકળાં કે ફૂલતોડા, ગંઠોડા, કલ્લાં કે કાંબી, છવિટીયાં, અનવટ, વિછવા ઝાંઝર અને પગપાન પગે પહેરી હાથ ઉપર સુન્નાનાં સો, સો તોલાનાં કલ્લાં સાંકળાં, બાજુ ઉપર પચ્ચાસ તોલાનો વાંક અને પચ્ચાસ તોલાનો જડાઉ ઘોડાવાંક, ડોકમાં પચ્ચાસ તોલાની કાળીગાંઠી, તુળસી પાટીઆં, જવમાળા અને પચ્ચાસથી સો તોલા સુન્નાની કાંટલી અને હાથે એકથી બે રતલ હાથીદાંતનો ચૂડો પહેરી માંથા ઉપર દોઢ મણ પાણીનું ભરેલું માટીનું કે તાંબાનું બેડું લઇ, ધમ-ધમાટ કરતી, ધરતીને ધ્રુજાવતી ચાલતી હતી, તે આજે વીસ તોલા રૂપાનાં અને વીસ તોલા સુન્નાના દાગીનાનો ભાર ઉંચકી ખાલી માલી પગે ચાલતાં ચાલતાં અમળાઇ પડશે એવો ભય રહે છે. તો પછી તેઓને વજન ઉંચકવાનું તો ગજુંજ શું હોય!!

મતલબ કે પચ્ચાસ વરસમાં પ્રજામાંથી પચ્ચાસ ટકા બલકે પોણોસો ટકા બળ ઘટી ગયું છે, તો જો આપણે બીજાં પચ્ચીસ વરસ ચાલુ પ્રવાહમાં ખેંચાયા કરીશું તો આપણી હયાતી માત્ર નામનીજ રહેશે, એમ કહેવામાં કંઇ અતિશયોક્તિ નથી.

પચ્ચાસ વરસ ઉપર બાળક જન્મતું કે તેને બાળઘુટી પાઇ, માતાના દૂધનું પાન કરાવવામાં આવતું હતું. એને બદલે હાલ બજા-

રના દૂધ સાથે હાડકાંને પોચાં બનાવનારી ખાંડ, અને લોહીને વધારો અટકાવનારી ચાહનું પાન કરાવવામાં આવે છે. બાળકોનિ માતાનું સંપૂર્ણ દૂધ નહિ મળતાં ઉપરનું દૂધ, વાસી દૂધ, કે ડબ્બાના દૂધ સાથે ચાહ પીને મોટાં થએલાં જુવાનીમાં ક્ષયરોગના ભોગ થઇ પડે છે.

પચ્ચાસ વરસ ઉપર બાળકને બાળોતીયાં (કપડાંના કટકા) માં રાખતા હતા, અને પોશાકમાં તેને કાળી ગળીમાં રંગેલાં કાળાં ઝભલાં પહેરાવતા હતા, અને જમીન ઉપર આળોટી આનંદ લેવા દેતા હતા. તેને બદલે હાલમાં પગમાં ઊનના ગૂંથેલા મોજા, કમ્મર ઉપર ગૂંથેલી ચડ્ડી, શરીર ઉપર ફલાલીનનું બેવડી છાતીનું ખમીસ કે ઝભલું, અને માથા ઉપર ફુમતાવાળો ઊનનો ગૂંથેલો બોચલો પહેરાવી તેને જમીનનો સ્પર્શ થવાના ભયથી ગોદડીમાં સુવાડી મૂકે છે. જેથી તે બાળક ઊનના કપડાથી ઉત્પન્ન થએલા જંતુઓનો ભોગ બની હજારો જાતના રોગનું ઘર બની જાય છે. હાલની માતાઓ તો એમ સમજે છે કે, બાળક એટલે જાણે લાકડાનું રમકડું. તેનાથી ખમાય અથવા ન ખમાય, બાળક અકળાય અથવા ગભરાય, રડે અથવા માંદુ થાય, તો પણ તેને ફેસનેબલ પોશાક તો પહેરાવવાનીજ.

પચ્ચાસ વર્ષ ઉપર બાળકને વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે દાંત ફૂટયા પછીજ અન્નનો ખોરાક આપવામાં આવતો હતો, પણ હાલમાં માતાના દૂધને અભાવે તરેહવાર જાતનાં ફુડો, બીસ્કીટો, મગનું દળ, ચણાનું દળ, અને મલાઇ જેવા હોજરીને બગાડનારા નહિ પચી શકનારા પદાર્થો ખવાડવામાં આવે છે. તેથી ખોરાકના અજીર્ણને લીધે, બાળકો કોમળ, માઇકાંકલાં જેવાં પાતળાં હાડકાંનાં લોહી વિનાનાં નિસ્તેજ બની જાય છે.

પચ્ચાસ વર્ષ ઉપર શહેરનાં બાળકો પાંચ વર્ષ સુધી અને ગામડાનાં બાળકોં સાત વર્ષ સુધી નાગા ફરતા હતા, જેથી તેઓ ખુલ્લી હવા તથા સૂર્યના કિરણથી પોષાઇને હૃષ્ટપુષ્ટ અને બળવાન

બનતા હતા. પણ હાલમાં બાળકને ચાલતા શીખતાની સાથેજ બૂટ, મોજાં, પાટલુન, ખમીસ, જાકીટ, કોટ, ગળપટો, અને માથે ટોપી અથવા કેપથી એવો ઢાંકી દેવામાં આવે છે કે, તેના શરીરને હવાનો તથા પ્રકાશનો લાભ મળી શકેજ નહિ જેથી તેઓ અડધા નપુંસક અને ઓખા અશક્ત રહે છે.

પચ્ચાસ વર્ષ ઉપર બાળકોને નિશાળે મૂકયા પછી તેને પ્રથમ આંક ભણાવવામાં આવતા હતા; અને આંક ભણી રહ્યા પછીજ તેને કક્કો બારાખડી શિખવવામાં આવતા હતા. જેથી તેના મગજમાં ધારણાશક્તિ ઉત્પન્ન થઇ તે બાળકો મેધાવી થતા હતા; પણ હાલમાં આંક ભણાવવાના પડતા મૂકી વાંચનમાળા અને લેખનમાળાનો અભ્યાસ કરવામાં આવે છે. જેથી બાળકોના મગજને, હૃદયને, યકૃતને, બરોળને, અને પાચનશક્તિને જે નુકશાન થાય છે, તે કોઇ પણ ઉપાયથી સુધારી શકાતું નથી. પણ બાળકો જેમ જેમ અભ્યાસમાં વધતા જાય છે, તેમ તેમ તેનું આયુષ્ય ઘટતું જાય છે.

પચ્ચાસ વર્ષ ઉપર ગામડી નિશાળોમાં પાટલા ઉપર ધૂળ નાંખીને વતરણાથી, અને સ્કુલોમાં સ્લેટપેનથી તથા ખડીયા પાટીથી ભણાવવામાં આવતું હતું. તેમ એક છોકરાંનું ભણવાનું પુસ્તક તથા સાહિત્ય બીજા છોકરાઓને કામ લાગતું હતું. પણ હાલમાં સ્લેટને ઠેકાણે કાગળો અને કલમને ઠેકાણે સ્ટીલપેન વપરાતી હોવાથી હાથની તથા મગજની શક્તિ ઘટે છે. અને આંખે તેજ ઓછું થઇ ચશ્માં પહેરવાં પડે છે. તથા એકનાં ભણેલા પુસ્તકો બીજાને કામ લાગતાં નથી. એટલુંજ નહિ પણ તેના તેજ વિદ્યાર્થીને દર વર્ષે નવાં પુસ્તકો વસાવવાં પડે છે.

પચ્ચાસ વર્ષ ઉપર પ્રાથમિક સ્કુલમાં જતા વિદ્યાર્થીને છ આનાનું પંચીઉં, આઠ આનાનું બદન, અને બે આનાની ટોપી જોઇતી હતી. તથા અંગ્રેજી સ્કુલમાં જતા વિદ્યાર્થીને એથી ચાર

ઘણા ખરચવાળો પોશાક જોઇતો હતો. છતાં તે વિદ્યાર્થીઓને સંગીન જ્ઞાન મળતું હતું. પણ હાલમાં પશ્ચિમની ઢબ છબનાં પચ્ચાસગણી વધારે કિંમતનાં બનેલાં કપડાં અને આંખે ચશ્મા વગેરે પહેરવાના ખરચ ઉપરાંત ઘર આગળ ટ્યૂશન એટલે ભણાવનાર પગારદાર માસ્તર રાખવો પડે છે છતાં વિદ્યાર્થીને વ્યવહારિક વિષયનું સંગીન જ્ઞાન મળતું નથી.

પચ્ચાસ વર્ષ ઉપર પ્રાથમિક સ્કુલમાં ભણતા વિદ્યાર્થીને છ ચોપડી ભણતાં ત્રણથી ચાર વર્ષ લાગતા હતાં, તેને બદલે હાલમાં દર વર્ષે પરીક્ષા પાસ કરે તો, છ વર્ષ લાગે છે. પાછલા વખતમાં પ્રાથમિક સ્કુલનો ચાર વર્ષનો ખરચ. સ્કુલ ફીના રૂ. ૬) સ્લેટપેન. પુસ્તકોના મળી રૂા. ૧૦) અને કપડાં ખરચના રૂા. ૨૦) મળી કુલ ૩૬) રૂપીઆ ખરચ લાગતો હતો તેના બદલામાં આજે છ ચોપડી ભણતાં પુસ્તકોના રૂા. ૫૦) કપડાંના રૂા. ૩૦૦) માસ્તરના પગારના રૂા. ૨૦૦) પરચુરણ સાહિત્યના રૂા. ૧૦૦) એટલે કુલ્લ સરવાળો રૂા. ૬૫૦) નો થાય છે. તે ઉપરાંત વિદ્યાર્થીના ગજવા ખર્ચનો હિસાબ તો જુદો ગણવાનો છે.

પચ્ચાસ વર્ષ ઉપર કેળવણીનો બોજો જે છઠ્ઠી ચોપડીના વિદ્યાર્થીને માથે હતો તેથી વધારે બોજો હાલમાં ત્રીજી ચોપડી ભણતા વિદ્યાર્થીઓના માથા ઉપર મૂકવામાં આવ્યો છે. પચ્ચાસ વર્ષ ઉપરની અને હાલની અંગ્રેજી સ્કુલોની અવસ્થા અને વ્યવસ્થાનું જ્ઞાન મને નહિ હોવાથી તેનો હિસાબ લખી શકયો નથી પણ અનુમાન કરતાં જણાય છે કે, ખરચમાં પાંચસો ગણો અને મહેનતમાં હજાર ગણો વધારો થવો જોઇએ, અને તેથીજ પચ્ચાસ વર્ષ ઉપરના અંગ્રેજી ભણેલાનાં શરીર તથા મગજ કરતાં હાલના અંગ્રેજી ભણેલાનાં મગજ, બીડીઆ, રોજની માથાં દૂખવાની ફરિઆદવાળા ચશ્મા વિના આંખે નહિ દેખાય એવાં, દરરોજ ડોકટરોની ખુશામત કરનારાં હોવા ઉપરાંત તેનું જીવન નકામું અને ટૂકું દેખાય છે.

પચ્ચાસ વર્ષ ઉપરના માસ્તરો (ગુરૂઓ) વિદ્યાર્થીઓને વિદ્યાનું દાન કરતા હતા, અને નિસ્વાર્થ બુદ્ધિથી પારકું કામ કરી આપતા હતા, તેથી તેઓના વિદ્યાર્થી પરોપકારી, અને ઉદાર બનતા હતા. પણ હાલમાં માસ્તરો અને ભણેલાઓ પોતાની વિદ્યાને વેચે છે. એટલે જેને તે વિદ્યાનો ઉપયોગ કરવો પડે તેને તેના પૈસા ઉપજાવવા તરફ વધારે લક્ષ રહે છે.

પચ્ચાસ વર્ષ ઉપર અમારી માતા, બેન અને પુત્રીઓ અને તેઓના સાસરામાં ગણાતી સાસુ, નણંદ અને વહુઓ મળશ્કે મરઘો બોલતાં ઉઠીને જંગલ પાણી જઇ આવી, ઘંટીએ બેસી દળતી, અથવા ચોખા ખાંડતી પછી તે કામથી પરવારી કચરાપુંજા કાઢતી, પાણી ગાળતી, અને વાસણ માંજતી તે પછી કુવેથી ખારૂં મીઠું પાણી ભરી લાવતી, પછી ગાય ભેંસ દોહતી. ગાય ભેંસ ચરવા જાય કે, તેનું છાણુ વાસીદું કરતી પછી રસોઇ બનાવી ઘરના તમામ વસ્તારને જમાડી પોતે જમી, બપોરનો એઠવાડ કાઢી પરવારી, બપોર પછીના ગાળામાં વણવાનું, ચૂટવાનું, ભરડવાનું ઝાટકવાનું ચાળવાનું, લીંપવા થાપવાનું, કપડાંને થીગડાં મારવાનું, અને રેંટીઆ ઉપર સુતર કાંતવાનું કામ કરી, સાંજે ઢોરનું દૂધ દોહવાનું રાતનું ભોજન તૈયાર કરવાનું, આખા કુટુંબને વાળુ કરાવવાનું, તે પછી પોતે વાળુ કરી, એઠવાડ વાસણ કરી, નવથી દશ વાગ્યામાં નિદ્રાને આધીન થતી હતી. તેવી રીતે શહેરની સ્ત્રીઓ પણ પાંચ વાગતાં ઉઠી ખાવા જેટલું દળતી, પછી દરવાજા બહારથી કુવાનું કે નદીનું પાણી ભરી લાવતી, મહોલ્લાઓના કુવામાંથી નહાવા ધોવા તથા વાપરવા જેટલું પાણી ભરતી, ઘરના કચરાપુંજા કાઢતી, વાસી વાસણો માંજતી અને રસોઇ રાંધીને સર્વને જમાડી પોતે જમતી. તે પછી બપોરના ગાળામાં વણવા ચૂંટવાનું, સાંધવા શીવવા, કે ભરવાનું કામ કરતી સુતર કે રેશમ ઉકેલતી, સુતર કાંતતી અથવા થડતી (વળ ચઢાવતી), દાળો વીણતી વગેરે કામ કરી સાંજે દીવાબત્તી કરી રસોઇ બનાવી, સર્વને વાળુ

કરાવી, પોતે વાળુ કરી, ઇશ્વરભજન કરી, સુખે નિદ્રાવશ થતી હતી. પણ હાલમાં ગામડાની સ્ત્રીઓ છ વાગે સૂતી ઊઠે છે, ચાકર છાણ-વાસીદું કરે છે, ચાકરની સ્ત્રી પાણી ભરવાનું અને વાસણ માંજવાનું કામ કરે છે. ચાકર ઘરના કચરા વાળે છે. નવાં જુનાં કપડાંઓ દરજીઓ સાંધે તથા શીવે છે. ચોખા તૈયાર લવાય છે. લોટ સાંચે દળાય છે. કઠોળની દાળો વેચાતી અણાય છે. કપડાં ચાકર કે ધોબી હસ્તક ધોવાય છે. સ્ત્રીઓનું કામ તો માત્ર બે વાર રસોઇ કરવાનું ચારપાંચ વાર ચહા બનાવવાનું રહ્યું છે. તેમાં પણ સીધું ચાકર કાઢી લાવે, ચાકર મસાલો વાટી આપે, એટલે વગર મહેનતે આરામમાં દિવસ ગુજારે છે. રાત્રીએ પાંચ દશ સ્ત્રીઓ ભેગી થઇ આખા ગામની કુથલી કરી, મોડી રાતે સુએ છે, પણ નિરાંતે ઉંઘ આવતી નથી. જેથી કોઇને કોઇ રોગના ભોગ થઇ પડેલી જોવામાં આવે છે. તેવીજ રીતે શહેરની સ્ત્રીઓના ઘરમાં, નળનું પાણી પણ ચાકર ભરે છે, ચાકર ચહા બનાવે છે, કેટલેક ઠેકાણે ભટચાકર રસોઇ બનાવે છે. સ્ત્રી પુરૂષો સાથે બેસી પગપર પગ ચઢાવી ભોજન આરોગે છે. પાનસોપારી ખાધા પછી જરા આરામ લઇ ત્રણ વાગે ચહા પિવાય છે. પછી જરા ફેન્સી પોશાક પહેરી, મંદિરે કે સહીપણીની મુલાકાતે જવાય છે. સાંજે તૈયાર રસોઇ જમાય છે અને તે પછી શેતરંજ, સોગઠાં, પાનાં કે બીઝીક રમી અથવા ઉદ્દીપન રસ ભરેલી કે પ્યાર ભરેલી પરદેશી સંસારસુધારા અને સ્વતંત્રતાનો બપકાબંધ ઝોકો વધારનારી નોવેલોની ચોપડી વાંચી, માતૃપ્રેમ, પતિપ્રેમ અને વાત્સલ્ય પ્રેમને તિલાંજલિ આપી, પાંસળા ઘસતી, અર્ધ જાગૃત સ્વપ્નાવસ્થામાં નિદ્રાવશ થાય છે. જેથી પોતે માનેલા સુખમાં જેમ જેમ આગળ વધતી જાય છે. તેમ તેમ રોગના પંજામાં સપડાય છે.

પચ્ચાસ વર્ષ ઉપર સ્ત્રીઓ ઘરનું કામ કરવામાં મહતા સમજતી હતી. રાંધવા સીધવામાં ચતુરાઇ માનતી હતી. વડીલો અને પતિની સેવા સુશ્રૂષા કરવામાં પોતાનો ધર્મ ગણતી હતી. ઉદ્યોગધંધા કરવામાં

પોતાને ધન્ય માનતી હતી, અને સંતતિનું પાલન કરવામાં વાત્સલ્ય પ્રેમ પ્રગટાવતી હતી. તેને બદલે હાલમાં સ્ત્રીઓ ઘરનું કામ કરવામાં પોતાને હીણપત માને છે. રાંધવા સીંધવામાં મજુરણ સમજે છે. વડીલો તથા પતિની સેવા સુશ્રુષા કરવી તેને ગુલામગીરિ સમજે છે. ઉદ્યોગ ધંધાને નીચપણું માને છે. અને સંતતિનું લાલનપાલન કરવું, તેને વેઠ માને છે.

પચ્ચાસ વર્ષ ઉપર ગામડાની સ્ત્રીઓને ચાર કાપડાં રૂા. ૧–૮–૦ ના બે ચણીઆ રૂા. ૧–૮–૦ ના ચાર છીંદ્રી રૂા. ૪–૦–૦ એટલે દર વર્ષે સાત રૂપીઆના કપડાંથી ચાલતું, અને લગ્ન વગેરે શુભ પ્રસંગમાં પોતાના લગ્ન વખતે કસબી કોરની સાડી, ક્રીટ કિનારીવાળું ગજીનું કાપડું અને મશરૂનો ચણીઓ મળીને રૂા. ૫૦–૦–૦ ના કપડાં હોય તેનાથી આખી જિંદગી ગુજરતી હતી. તેને બદલે હાલમાં છ ચોળી ઝુલ કે ફેશનવાળી રૂા. ૧૨) ની છ ગવન ઘરમાં પહેરવાનાં રૂા. ૩૦) ના ચાર ચણીઆ રૂા. ૮) ના અને જવે આવવે ચંદ્રકળા, દંડીઆં, મુંગા સાડી વગેરે દર વર્ષે રૂા. ૨૦)થી રૂા. ૨૫) ના એટલે દર વર્ષે રૂા. ૮૫) નો ખર્ચ આવે છે. તેમ શાહેરની સ્ત્રીઓ પચ્ચાસ વર્ષ ઉપર ચાર કપડાં અડધીઆં ગજીનાં રૂા. ૪) ના ચાર છીંદ્રી રૂા. ૫) ની ચાર ચણીઆ રૂા. ૩) ના બે ગવન જવા આવવાના રૂા. ૩) ના અથવા બે કસુંબા રૂપેરી કે સુન્નેરી કોરવાળા રૂા. ૧૦) ના મળીને રૂા. ૨૫) માં ચલાવતી હતી. તેને બદલે હાલમાં દર વર્ષે આઠ જુદા ચોળી રૂા. ૪૦) ની બે ફેન્સી ચોળી રૂા. ૩૦) ની ચાર ચણીઆ ઝુલવાળા રૂા. ૮) ના આઠ મલમલના છાપેલા ગવન રૂા. ૪૦) ના જવે આવવે વાયલના બે કપડાં રૂા. ૨૦) ના તથા લગ્ન પ્રસંગે સાડી, રૂા. ૨૫) ની મળી રૂા. ૧૬૩) ઉપરાંત ફેન્સી રૂમાલ ગંજીફરાક, ચંડ્ડી, ટુવાલ, સાબુ, સુગંધીદાર પોમેટન, સેન્ટ, એસેન્સ, સુગંધી તેલોના દર વર્ષે રૂા. ૧૦૦) થાય તે જુદા.

પચ્ચાસ વર્ષ ઉપર ગામના પુરૂષોને દર વર્ષે નડીઆદી ખાદીના ધોતીઆ બે રૂા. ૨–૮–૦ના દોટીના બદન બે રૂા. ૧–૮–૦ના ગડાના અંગરખાં બે રૂા. ૨–૦–૦ ના ખેસ નંગ ૨ રૂા. ૨–૦–૦ ના ઘરમાં પહેરવાના પંચીઆ ચાર, રૂા. ૨) ના પગમાં પહેરવાના જોડા રૂા. ૧) ના એ પ્રમાણે રૂા ૧૧) નો ખર્ચ ઉપરાંત રૂા. ૫) ની પાઘડી દશ વર્ષ ચાલે અને રૂા, ૧૫)ની પાઘડી પંદર વર્ષ ચાલતી હતી. તેને બદલે હાલમાં મીલમાં વણેલાં કોરાં ધોતીઆં નંગ ૬ રૂા. ૧૮)નાં ગંજીફરાક નં ૨ રૂા. ૪)નાં ખમીસ નંગ ૨ રૂા. ૬)નાં ગરમકોટ નંગ ૧ રૂા. ૧૦)નો નાનકલાકનાં અંગરખા નંગ ૪ રૂા. ૨૦)નાં પિછોડી અથવા રેશમી કોરનાં ઉપરણાં નંગ ૨ રૂા. ૧૦)નાં અને માથે કાળી ટોપી રૂા. ૫)ની મળી કુલ્લે રૂપીઆ ૭૩) ઉપરાંત પગના બુટ જોડ બે રૂા. ૫)નાં ટુવાલ નંગ ૪ રૂા. ૨)ના અને ફેન્સી છતર હાથમાં લાકડી, પગમાં મોજાં, માથે ફેંટો, કેટલાકને જાકીટો, વગેરેનો ખર્ચ જુદો થાય છે.

પચ્ચાસ વર્ષ ઉપર શહેરના પુરૂષોને દર વર્ષે બે જોડા ધોતીઆં રૂા. ૪)નાં ચાર બદન ગાયકવાડી કાપનાં કે પાસાની કેસનાં રૂા. ૪)નાં ચાર પિછોડી રૂા. ૪)ની, ચાર અંગરખાં નાનકલાકનાં રૂા. ૪)નાં, પંચીઆં નંગ ૪ રૂા. ૨)નાં, લાંબી ચાંચનો મિરજાઇ જોડો રૂા ૧। નો મળી કુલ્લે ખર્ચ રૂા. ૧૯–૪–૦ ઉપરાંત હજામનો રૂા. ૧) તથા ધોબીનો રૂા. ૧) ખર્ચ થતો હતો તેને બદલે હાલ ત્રણ જોડ ધોએલાં ધોતીઆં રૂા. ૩૦)નાં બે ગરમ ગંજીફરાક રૂા. ૧૦)નાં, બે ખમીસ રૂા. ૧૨)નાં બે જાકીટ રૂા. ૬)નાં, એક કોટ રૂા. ૧૦,નો, એક ટોપી રૂા. ૧૦)ની ત્રણ જોડ બુટ રૂા. ૧૫)ના મળી રૂા. ૯૩) ઉપરાંત કેટલાકને ચેકના બુટ, વારનીશના બુટ, હાથમાં લાકડી, નેકટાઇ, કોલર, સ્ટોકીંગ, ગ્યાટરનો ખર્ચ જુદો થાય છે. માત્ર દરજીની સિલાઇના રૂા ૨૦), હજામને બાલ કપાવવાના રૂા. ૧૦) અને ધોબીને લુગડાં ધોવાનો રૂા. ૨૫) ખર્ચ આવે છે.

પચ્ચાસ વર્ષ ઉપર લોકોને ઘેર ખાંડ તથા ગોળ વાર તહેવારે વપરાતો હતો, ચાહ ભાગ્યેજ વપરાતી હતી, સેવમમરા, ભજીઆં ભેંકરાંઓ ખાતાં હતાં, સોડાવોટર, લેમન વગેરે હિન્દુઓ પીતાં વટલાતા હતા, આઇસક્રીમ કે બરફનું નામ નહિ હતું, નાનખટાઇ, બીસ્કીટમાં વટાળ અને આભડછેટ મનાતી હતી. તેને બદલે હાલમાં ખાંડ તથા ગોળનો સેંકડે હજારગણો ખપ વધી ગયો છે. ચાહ ઘેર ઘેર બે ત્રણ ને તેથી પણ વધારે વખત પિવાય છે. ઠામઠામ ને ગામે ગામ ચાહનાં હોટલો ધમધોકાર ચાલે છે. સોડા, લેમન, જીંજર, રોઝબરી, પીક–મી–અપ વગેરે પીણું સર્વ કોમના લોકો બેધડક ઉડાવે છે. મોટા અને નાના, ઉંચ અને નીચ, ગમે તેના હાથનાં બનાવેલાં સેવ, ગાંઠીઆ, ભજીઆં, ગોળપાપડી, ખમણ ઢોકળાં, કચોરી, બટાટા અને પુરી, બીસ્કીટ, નાનખટાઇ, ખાતાં અભડાતા કે અચકાતા નથી અને તેની દુકાનો ઠામોઠામ અને ગામેગામ વધી પડી છે.

પચ્ચાસ વર્ષ ઉપર ઉપહારગૃહ, શાન્તિભુવન વગેરે નામનાં હોટલો હસ્તિમાં નહતાં એટલે તેનો ખર્ચ હતોજ નહિ તેને બદલે હાલમાં માત્ર ગુજરાત પ્રાન્ત ઉપહારગૃહોમાં, ખાણાપીણામાં દર વર્ષે એક અબજ રૂપીઆનો ખર્ચ ઉઠાવી રહ્યું છે.

પચ્ચાસ વર્ષ ઉપર ગામડામાં લગ્ન પ્રસંગે કડબના પુળાનો માંડવો બાંધી, ગોદડાનાં ખોળીઆથી આચ્છાદિત કરી, ગરીબ લોકો, વાનાવડા અને વાલથી ન્યાત જમાડતા હતા, અને ઉચ્ચ વર્ણ મણે ત્રણશેર ઘી નાંખી ગોળની લાપશીથી ન્યાત જમાડતા હતા. વાણિજ્યમાં માત્ર ઢોલીથી ચલાવતા હતા તથા મરણ પ્રસંગે ગરીબ લોકો માત્ર નરમ દાળ અને ભાતથી ન્યાતો જમાડતા હતા, તેથી પૈસાવાળા મણે બશેર ઘી નાંખી ગોળપાપડી અને વાલથી ન્યાત જમાડતા હતા અને તેથી વધારે પૈસાદાર ગોળના લાડુ અને વાલથી ન્યાત જમાડતા અને ઘણા શ્રીમાન્ ગણાતા લોકો મણે અર્ધો મણ ઘી નાંખી ખાંડના

લાડુથી ન્યાત જમાડતા હતા. તેને બદલે હાલમાં લગ્ન પ્રસંગે મોટા માંડવા બંધાય છે. ખાંડની લાપસી, શ્રીખંડપુરી, બાસુદીપુરી, સીરાપુરી, બરફી, ખાજાં બીરંજ અને દૂધ વગેરેના જમણ થાય છે. વાજિંત્રમાં ઢોલી ઉપરાંત દરરોજના રૂ. ૨૫) થી રૂ. ૧૦૦) સુધીના વાજાં વપરાય છે. મરણ પ્રસંગે લાડુ દૂધપાક, મગજ દૂધપાક, માવાની ઘારી અને દૂધપાક, અને સાથે ભજીઆથી ન્યાતો જમાડાય છે.

પચ્ચાસ વર્ષ ઉપર શહેરમાં લગ્ન પ્રસંગે વરને બારણે એક ચંદરવો બાંધી તેમાં એક પચ્ચાસ ગ્લાસનું કાગળનું ઝુમ્મર લટકાવી ઢોલી અને ત્રાંસાથી ચલાવતા હતા. અને કન્યાને માંડવે માંડવો કપડનો અને દિવેલના દીવાની રોશની થતી હતી. તથા ભોજનમાં ગોળની કે ખાંડની લાપસી થતી હતી. તેથી શ્રીમાનોને ત્યાં કેળાં રોટલી, છૂટા કંસાર ઘી, વગેરે ઉત્તમ ભોજન થતાં હતાં. તેમ વાજિંત્રમાં છત્રીસે વાજાં સાથે મોટા આડંબરથી વરને પરણાવતા હતા. પણ હાલમાં ગરીબોને ત્યાં પણ પચ્ચાસથી બસો રૂપીઆ સુધીના માંડવા બંધાય છે રોશનીમાં કીટસન લાઇટના દીવા થાય છે, વરઘોડામાં સો દોઢસો રૂપીઆનાં વાજાં આવે છે. ઉત્તમમાં ઉત્તમ ભોજનથી ન્યાતિ જમાડાય છે. અને શ્રીમાનોને ત્યાં એક મકાનના ખર્ચ જેટલો માંડવામાં ખર્ચ થાય છે. વીજળીના દીવા સંખ્યાબંધ પ્રકાશને આપે છે. બસેંથી પાંચસો રૂપીઆ આપીને નાચનારી ગુણકા બોલાવવામાં આવે છે. ઉત્તમોત્તમ ન્યાતિ ભોજન ઉપરાંત આખા સંઘને કે આખા મહાજનને જમાડવામાં આવે છે. વરઘોડામાં દશ-વીસ શણગારેલા દશવીસ વાજાં, કોઇ કોઇને ત્યાં હાથી તથા મોટા મોટા કિંમતી લાલણાં સાથે લગ્નસમારંભ પૂરો થાય છે.

પચ્ચાસ વર્ષ ઉપર લગ્ન પ્રસંગે ઘણા લોકો પોતાના ઘરને લાકડા ઉપર સીંદુર તથા શીસો કાચો રંગ કરતા હતા, અને બાકીની ભીંતો ઉપર માત્ર ચુનો છંટાવતા હતા. તેથી શ્રીમાનો પાકા રંગથી

પોતાનાં બારણાં બારસાખ ચિતરાવતા હતા, અને ઘરની ભીંતો પોતાને મનપસંદ રંગથી રંગાવતા હતા. તેને બદલે હાલમાં પચ્ચાસ વર્ષ ઉપરના શ્રીમાનો જેવા ગરીબોને ત્યાં રંગ થાય છે. શ્રીમાનોને ત્યાંના રંગનું તો અમારાથી વર્ણન થઇ શકે એમ નથી!

પચ્ચાસ વર્ષ ઉપર દરેક મનુષ્ય પ્રભાતમાં વહેલા ઉઠી, ભજન પ્રભાતીઆં ગાઇને પ્રભુનું સ્મરણ કરી, ઘરના કામથી પરવારી, મંદિરે કે ગુરૂદ્વારમાં, દહેરામાં કે અપાસરામાં, કથા, વ્યાખ્યાન, સાંભળવા જતા અને દેવદર્શન કરતા હતા. તેને બદલે હાલમાં, રાત્રે ઉંઘ નહિ આવવાથી, દિવસ ઉગ્યા પછી મહામહેનતે ઉઠીને દાતણપાણી કરીને ચાહ કાફી પીને પોતાના શરીરની અવ્યવસ્થા માટે વૈદ્ય કે ડૉકતરને ત્યાં જાય છે, અને ઔષધ અને દવાઓ પીતાં પીતાં પોતાનાં શરીર બગાડે છે. અને વૈદ્ય ડૉકટરોના ઘર પૈસાથી તર કરે છે.

પચ્ચાસ વર્ષ ઉપર દરેક ગામમાં કે શહેરમાં, શેરી કે મહોલ્લામાં, મેદાન કે ઘરમાં, નરઘાં, સારંગી, પખાજ, કાંસા, ઢોલક, મંજીરાં, એકતારા, ડફ, ઝાંઝ, ખંજરી, સરોદા, મૃદંગ, સીતાર વગેરે વિવિધ પ્રકારનાં વાજિંત્ર સાથે વિવિધ પ્રકારના રાગોમાં વિવિધ વિષય ઉપર ગાયન કરી સ્વપ્ન વિનાની શાન્તિ ભરેલી નિદ્રા લઇ, પ્રાતઃકાળે પ્રફુલ્લ શરીરથી અને પ્રફુલ્લ મનથી ઉઠી, સંસારિક, વ્યાવહારિક, સામાજિક કે ધાર્મિક કાર્યમાં જોડાતા હતા. તેને બદલે હાલમાં કોઇ કોઇ ઠેકાણે કોન્સરટીના, હારમોનીયમ, ફીડલ, પીયાનો, કે ફોનોગ્રાફના ગાયનો સંભળાય છે, અને બીજા લોકો જિંદગીની જરૂરીઆત માટે અને તે સાથે ફીસીઆરી ભરેલા ઉડાઉ ખર્ચને પહોંચી વળવા માટે, સવારથી સાંજ સુધી વેપારમાં, નોકરીમાં કે ગુલામગીરિમાં દિવસ વીતાડી રાત્રે ઘેર આવી ગમે તેવું ભોજન લઇ પથારીમાં પડે છે. તેને ઉંઘ આવતી નથી, અને કદાચ આવે તોપણ અર્ધસ્વપ્ન અને અર્ધજાગૃત અવસ્થામાં પાસા ઘસતાં ઘસતાં બ્રાહ્મમુહૂર્તમાં જાગવાની વખતે ભર ઉંઘમાં પડેલા હોય છે. રાગડે

નામ નથી, વાજિંત્રનું કામ નથી, રાત્રિ દિવસ આરામ નથી, મંદવાડ સિવાય મુખપર બીજાનું નામ નથી, ઉપરાંત મોટાથી નાના સુધી, પૈસાદારથી ગરીબ સુધી, ઉંચથી નીચ સુધી, આખા દેશમાં એક પણ માણસ એવો નથી. કે જેને કોઇ પણ જાતનું ગૃહસ્થાશ્રમનું ન્યાતિ તરફનું, મિત્ર તરફનું, સગા તરફનું, પૈસા તરફનું દુઃખ હોય નહિ. જ્યાં જઇશું ત્યાં દુઃખનીજ વાતો સંભળાવશે પણ કોઇ એમ નથી કહેતો, કે હું સુખી છું.

પચ્ચાસ વર્ષ ઉપર જુવાર, એક રૂપીઆની સવા મણ, બાજરી એક રૂપીઆની મણ, ચોખા દોઢ રૂપીએ મણ, ઘઉં રૂપીઆના પોણો મણ, વાલ રૂપીઆના ત્રણ મણ, અને બીજું કઠોળ રૂપીઆનું સવા મણથી દોઢ મણ મળતું હતું. એટલે આપણા સંસારમાં એક પુરૂષ દર વર્ષે રૂપીઆ સોથી દોઢસોનો પગાર લાવતો તો પણ તેના કુટુંબમાં સાદો ખોરાક, સાદો પોશાક, જિંદગીની જરૂરીઆત કરતાં. બીજો કશોજ ખર્ચ નહિ હોવાથી એટલાજ પગારમાં, સુખ અને શાન્તિથી કુટુંબનું પોષણ કરી, નૈમિતિક અને આગંતુક પ્રસંગોને સાચવી, લાંબું આયુષ્ય ભોગવી, છોકરાંના છોકરાંને રમાડી, દાદાનું પદ મેળવી, સુખરૂપ જિંદગી પસાર કરતા હતા. તેને બદલે હાલમાં ચાર રૂપીએ મણ જુવાર, ૭ રૂપીએ મણ બાજરી, પાંચથી સાત રૂપીએ મણ ઘઉં, આઠથી બાર રૂપીએ મણ તુવરની દાળ, પાંચથી નવ રૂપીએ મણના ચોખા, ચારથી વીસ રૂપીએ મણના વાલ, બારથી અઢાર રૂપીએ મણના મગ, અને દશ રૂપીએ મણનું બીજું કઠોળ મળતું હોવાથી તે સાથે જિંદગીની જરૂરીઆત કરતાં વધારે ફરનીચર, ફેન્સી કપડાં, હોટેલો, નાટકો–સીનેમા લૉજોનો તોફાની ખરચ અને ખોટી ટીલીઆરીમાં અપ–ટુ–ડેટ રહેવાથી દર મહીને પચ્ચીસથી માંડીને પાંચસેંના પગાર સુધીના નોકરોને એક મહીનાનો પગાર કપાય તો બીજે મહીને ભૂખે મરવાનો વખત આવે છે.

પચ્ચાસ વર્ષ ઉપર સરકારના કાયદા પ્રમાણે ખાતાની મુદ્દત ગઇ હોય તોપણ શાહુકારના પૈસા ખોટા થતા નહતા. કારણ કે તેને પોતાનો વેપાર ચલાવવો હતો. તેમ બીજા લોકો પણ દેવું નહિ આપનારને ઠપકો આપતા તથા શરમાવતા હતા. દેવાદાર એમ માનતો હતો કે હું દેવાનો દાસ છું. અને બાપદાદાનું દેવું હોય તો પણ આપવાને હું બંધાયલો છું. કારણ કે બાપદાદાને ઋણમાંથી મુક્ત કરવા એ ખરેખરો પુત્રધર્મ છે. તેને બદલે હાલમાં બાપનું દેણુ દીકરો આપે એતો કલ્પનાજ હોતી નથી. પણ પોતે દેવું કર્યું હોય, છતાં જો ખાતાની મુદ્દત ગઇ તો પોતાનું દેવું પોતેજ આપતો નથી. એટલુંજ નહિ પણ જેમ પચ્ચાસ વર્ષ ઉપર ભીલ, પીંઢારા, ફાંસીઆ, ઠગારા, લુંટારા, લોકોને લૂટતા હતા, તેને બદલે હાલમાં સટ્ટાનો વેપાર કરનારા, મોટી મોટી પેઢીઓ ચલાવનારા, મોટા મોટા બંગલાવાળા, ઘોડા ગાડી અને મોટરોમાં ફરનારા, ધોળે દહાડે ગરીબ લોકોના ઉપર વિશ્વાસની છાયા પાડી, પાંચ સાત નાણાં દલાલોને પોતાના હાથપર રાખી, રાંડી રાંડો અને ગરીબોના પૈસા વ્યાજ આપવાની લાલચે, જમે માંડી, પોતાનું તળીઉં ટાઢું કરી, બુધવારીઆમાં પોતાનું નામ નોંધાવી ઝટ પોતાના દફતર કોરટમાં મોકલી, ભીલ, પીંઢારા અને ફાંસીઆઓની પેઠે, ગરીબ પ્રજાને લૂંટીને તેને રડતા કકલતા રખડાવીને મોજ કરે છે છતાં કાયદાની રૂવે કોરટમાં ધોળે દહાડે લૂટ ચલાવનાર નિરદોષ થઇ છુટી જાય છે. અને લેણદારો રડીને બેસી રહે છે. પણ તે લૂંટારાઓ તો નિષ્ઠુર હૃદયથી, પોતાનું નામ બદલી, પોતાના સગીર છોકરા કે ભાગીદદારના નામથી, ધમધોકાર બીજી પેઢી ચલાવે છે, અને તેના તે દલાલો પાછા લોકોના ઉપર વિશ્વાસ પાડી, નાણાં જમા કરાવે છે.

પચ્ચાસ વર્ષ ઉપર દેશમાં અબજપતિ, કરોડપતિ, તથા લખપતિ ગણાતા લોકોનાં ઘરમાં, રોકડાં નાણાંથી ભોંયરા ભરેલાં હતાં, તેને બદલે હાલમાં અબજપતિ તો કોઇજ નથી, પણ કરોડપતિ તથા

લક્ષાધિપતિના ઘરમાં એક લાખ રૂપીઆ મળી શકતા નથી. એટલે પેલી કહેવત પ્રમાણે "ઢમ ઢોલ ને માંહી પોલ," અથવા મોં પર તમાચો મારી, ગાલ પર રતાશ લાવી, ફરતા તમામ ધનવાનો દેખાય છે. તો પછી ગરીબ, નિર્ધન લોકોના ઘરમાં શી અવસ્થા હશે, તેનો વિચાર કરતાં અમને કંપારી છૂટે છે.

પચ્ચાસ વર્ષ ઉપર સૌભાગ્યવંતી સ્ત્રીઓ અલંકાર શાસ્ત્રમાં વર્ણવેલા અને સાયન્સની રીતે શરીરને આરોગ્યતા આપવાવાળા શણગારથી સુશોભિત થતી હતી; એટલે મગજનું સમતોલપણું જાળવી રાખવા માટે નાકની દાંડીની સામેથી સેંથો પાડતી હતી. મગજને ઠંડુ રાખવા માટે માથામાં ધુપેલ ઘાલતી હતી. મગજની જડતા દુર કરવા માટે સેંથામાં સિંદુર પૂરતી હતી. આંખનું તેજ વધારવા માટે આંખમાં કાજળ આંજતી હતી. દાંત મજબુત રાખવા માટે દાંતને મજીઠના રંગથી રંગીને તેની ઉપર કાંટાસરીઓ, મજીઠ, કોપરૂ અને તેલ મેળવીને તેની પીંડ બાંધતી હતી, જેથી દાંત મજબુત, ટકાઉ અને રૂપાળા થતા હતા. કાનની આસપાસ શબ્દગ્રાહી નસોને પુષ્ટિ આપવા માટે કાનને વીંધાવી રૂપાના તળગટવાળી અકોટી કે લોળીઉ તથા રૂપાના દાંડાવાળાં ચોકડાં પહેરતી હતી. કારણ કે રૂપાના તારને પાણી અડકવાથી તેમાંથી જે વિજળી નીકળે છે તે શરીરને પોષણ-રૂપ થાય છે. શરીરનાં હાડકાં મજબુત કરવા માટે ફોસફરસની ઘણી જરૂર પડે છે. તે ખોટ પૂરી પાડવા માટે હાથીદાંતના મોટા ચૂડા હાથે પહેરતી હતી. કમ્મરનો દુખાવો ન થાય તેટલા માટે કટીમેખળા એટલે રૂપાની સાંકળી કેડે પહેરતી હતી. અને પગમાં રૂપાના દાગીના પહેરવાથી તેનું શરીર પ્રફુલ્લ, વિદ્યુતથી પૂર્ણ, ઓજસવાન અને પ્રદરના રોગથી વિમુક્ત રહેતું હતું. તેને બદલે હાલમાં મગજનું સમતોલપણું ગુમાવનારી સ્ત્રીઓ કપાલની એક બાજુ પરથી સેંથો પાડે છે. ધુપેલને બદલે ઘાસતેલનાં બનેલાં સુગંધી તેલો માથે ઘાલે છે. વાળ ઉડવા તથા વિખેરાવાના ભયથી પોમેટમ જેવા ચરબીવાળા

પદાર્થથી વાળને ચોંટાડી રાખે છે. આંખે કાજળને ઠેકાણે ચશ્માં પહેરવાં પડે છે. દાંત નહિ રંગવાથી દાંતનાં પેઢવાં તથા મૂળીઆં સડી જાય છે. જેથી હાલની ફેશન પ્રમાણે અને પશ્ચિમની વિદ્યા પ્રમાણે દાંતનું પરૂ પેટમાં જવાથી હોજરી બગડી જાય છે. એટલા માટે જુવાન સ્ત્રીઓમાં દાંત પડાવી ઘડપણ પાસે લાવવામા આવે છે. ફોસફરસ ઉત્પન્ન કરનારા દાંતના ચૂડાને ઠેકાણે કાચની બંગડી અને લોહીને ચુસી લેનાર કચકડાની બંગડી પહેરવામાં આવે છે. કમ્મર પર રૂપાનો દાગીનો પહેરવાનો ચાલ નીકળી ગયો છે અને પગનો શણગાર જરૂરીઆત વખતે પહેરવામાં આવે છે. એટલે સૌભાગ્યવતીનાં ચિહ્ન તરીકે, ચાંલ્લો ચૂડો અને તોડો ગણાતાં હતાં તેનો નાશ થવાથી સૌભાગ્યવતી કે વિધવા ઓળખતાં ભૂલ પડે છે.

પચ્ચાસ વર્ષ ઉપર નાનાં બાળકને હાથે અને પગે રૂપાનાં કલ્લી સાંકળાં પહેરાવતાં હતા. ડોકમાં રૂપાની હૃદ્ધ સાંકળી છોકરાની ફોઈ પહેરાવતી હતી. કેડે રૂપાનો કંદોરો પહેરાવતા હતા અને પુરૂષો પણ કેડે કંદોરો, પગમાં રૂપાનો એક તોડો હાથે કડું અને પહોંચા ઉપર રૂપાના તળગટવાળી પહોંચી પહેરતા હતા. તેને બદલે હાલમાં છોકરાંઓને હાથે અને કેડે હાડકાંની મજ્જાને ચૂસી લેનારા સુન્નાના દાગીના પહેરાવે છે. પગને તો ઉઘાડાજ રાખે છે. શરીરને ઢાંકી રાખે છે એટલે શરીરને પોષણ તત્વ મળતું નથી. જેથી પચ્ચાસ વર્ષ ઉપરનાં પુરૂષોનાં હાડકાં જેટલાં હાલના બાળકોના હાડકાં પોષાતાં નથી.

એકંદરે જોતાં મનુષ્યમાત્રનાં શારીરિક બંધારણ દિનપરદિન ઘસાતાં જાય છે. પુરૂષો હીનવીર્ય અને વીર્યપાતના વ્યાધિવાળા તથા સ્ત્રીઓ પ્રદરના રોગથી પીડાતી જોવામાં આવે છે. તેનું કારણ માત્ર પોષાક અને અલંકારમાં ફેરફાર થવાને આભારી છે અને હાલના વખતમાં જે સંગ્રહણી એટલે આંતરડાંનો ક્ષય તથા બ્રાયફીણી એટલે છાતીનો ક્ષય ઠામઠામ દેખાય છે જેથી અસંખ્યાત માણસોનાં

અકાળે મોત થાય છે. તેનું કારણ પચ્ચાસ વર્ષ ઉપરનો આહાર-વિહાર અને હાલના અહાર વિહાર સાથે જિંદગીની જરૂરીઆત કરતાં વધારે વસ્તુ મેળવવાની ફરજીઆત હાયપીટ લાગવાથી મનમાં શોક, ભય, તથા ગ્લાનિ ઉત્પન્ન થવાથી છે.

મિત્રો જો આપણે ઉપર લખેલી એક એક બાબતને લઇને વિચાર કરી તેનું વિવેચન કરીએ તો આખાં પુસ્તકના પુસ્તક લખાય અને તે વાંચવાની શક્તિ મગજમાં નહિ હોવાથી લખનારનો શ્રમ મિથ્યા જાય એટલા માટે આ વિષયને આટલેથીજ આટોપી મારે વિનંતિ-પૂર્વક જણાવાનું કે આપણા અહારમાં વિહારમાં રીતરિવાજમાં, ચાલચલગતમાં, કહેણી રહેણીમાં, હસવા રડવામાં, કામકાજમાં, ઉદ્યોગ ધંધામાં, કર્મ અને ધર્મમાં દર પાંચ પાંચ વર્ષે ફેરફાર થતો થતો આજે પચ્ચાસ વર્ષમાં જે અધોગતિને આપણે પામ્યા છીએ તેમાંથી જેટલું પાછું હઠાય તેટલી આપણી બહાદુરી ગણાય, અને જ્યારે આપણે ઘણીજ બહાદુરીથી પાછા હઠતા હઠતા પૂરાં પચ્ચાસ વર્ષ પાછા હટી શકીશું ત્યારેજ શારીરિક સામાજિક, આર્થિક અને ધાર્મિક સુખ મેળવી શકીશું એટલા માટે ફરી ફરીને કહેવું પડે છે કે આપણે ઘણીજ બહાદુરીથી પચ્ચાસ વર્ષ પાછા હઠો.

લી૦ ભારતીય પ્રજાનો સેવક,

**શા. તિલકચંદ તારાચંદ વેદ**

મહીધરપુરા—ઘીયાશેરી ટેકરા—સુરત.

